સાયર તરૂ ॥ ૧૫ ॥ ઈતિ તીર્થ વંદના ॥ ૫૧ ॥

## ૫૨ ॥ અથ શ્રીમાહાવીરજીના છંદ ॥

શેવો વીરને ચીતમાં નીત્ય ધારો ॥ અરી ક્રોધને મન થી દુર વારો ॥ સંતોષ વ્રતિ ધરો ચિત્તમાંહી ॥ રાગદ્વેષથ દુર થાઊં ઉછાંહિ ॥ ૧ ॥ પડ્યા મોહના પાસમાં જેહ પ્રાણી ॥ શુધ તત્વની વાત તેણે ન જાણી ॥ મનુજ જન્મ પામી વ્રથા કાં ગમ્મા છો ॥ જૈન માર્ગ છંડી ભુલાં કાં ભમ્મા છો ॥ અલોભી અમાની નીરાગી તજો છો ॥ ૨ ॥ સલોભી સમાની સારાગી ભજો છો ॥ હરી હરાદિ અન્યથી શું રમ્મા છો ॥ નદી ગંગ મુકી ગલીમાં પડો છો ॥ ૩ ॥ કેઈ દેવ હાથે અસી ચક્ર ધારા ॥ કેઈ દેવ ઘાલે ગલે રૂંઢ માલા ॥ દેઈ દેવ ઉછરંગે રાખે છે વામા ॥ કેઈ દેવ સાથે રમે વ્રંદ રામા ॥ ૪ ॥ કેઈ દેવ જપે લેઈ જપમાલા ॥ કેઈ માંસ ભક્ષી મહા વીકરાલા ॥ કેઈ યોગણી ભોગણી ભોગ રાગે ॥ કેઈ રૂદ્રાણી છાગનો ભોગ માગે ॥ ૫ ॥ ઈસ્યા દેવ દેવી તણી આશ રાખે ॥ તદા મુકિતનાં સુખને કેમ ચાખે ॥ જદા લોભના થોકનો પાર નાવ્યપ ॥ તદા મધનો બિંદુઓ મન ભાવ્યો ॥ ૬ ॥ જેહ દેવલાં આપણી આશ રાખે ॥ તેહ પીંડને મનસુ લેઅ ચાખે ॥ દીન હીનનો ભીડ તે નીર ભાજે ॥ ફુટો ઢોલ હોએ કહો કેમ વાજે ॥ ૭ ॥ અરે મુંઢ ભ્રાતા ભજો મોક્ષ દાતા ॥ અલોભી પ્રભુને ભ

જે વિખ્યાતા ॥ રત્નચિંતામણી સારીખો એહ સાચો ॥
કલંકી કાચના પીંડશું મત રાચો ॥ ૮ ॥ મંદ બુદ્ધિશ્યું
જેહ પ્રાણી કહે છે ॥ સવી ધર્મ એકત્ર ભુલા ભમે છે ॥
કીહાં સર્ષવાને કીહાં મેરૂ ધીરં ॥ કીહાં કાયરાને કીહાં
સુર વીરં ॥ ૯ ॥ કીહાં સુવર્ણ થાલં કીહાં કુંભ ખંડં ॥
કીહાં કોદ્રવાને કીહાં ખીર મંડં ॥ કીહાં ખીરસિંધુ કીહાં
ખારનીરં ॥ કીહાં કામધેનું કીહાં છાગખીરં ॥૧૦॥ કીહાં
સત્યવાચા કીહાં કુડ વાણી ॥ કીહાં રંક નારી કીહાં રાય
રાણી ॥ કીહાં નારકી ને કીહાં દેવ ભોગી ॥ કીહાં ઈંદ્રદેહી
કીહાં કુષ્ટરોગી ॥ ૧૧ ॥ કીહાં કર્મઘાતી કીહાં કર્મધારી ॥
નમો વીરસ્વામી ભજો અન્ય વારી ॥ જીસી સેજમાં સ્વ-
પ્નથી રાજ્ય પામી ॥ રાચે મંદબુદ્ધિ ધરી જેહ સ્વામી
॥ ૧૨ ॥ અથીર સુખ સંસારમાં મન માચે ॥ તે જના મુ-
ઢમાં મુષ્ટસુ ધ્રષ્ટ છાજે ॥ તજો મોહ માયા હરો દંભ રોસી
॥ સજો પુન્યપોસી ભજો તે અરોસી ॥૧૩॥ ગતી ચ્યાર
સંસાર અપાર પાગી ॥ આવ્યા આસ ધારી પ્રભુ પાય સ્વામી
॥ તુહી તુહી તુહી પ્રભુ પર્મ રાગી ॥ ભવફેરની શંખલા
મોહ ભાગી ॥ ૧૪ ॥ માનીયે વીરજી અર્જ છે એક
મોરી ॥ દીજે દાસકું સેવના ચર્ણ તોરી ॥ પુન્ય ઉદય
હુઓ ગુરૂ આજ મેરો ॥ વીવેક લહ્યો મેં પ્રભુ દર્શ
તેરો ॥ ૧૫ ॥ ઈતિ શ્રી મહાવીરજીનો છંદ ॥ ૫૨ ॥

## ૫૩ ॥ અથ ગણધર સ્તવ લિખ્યતે ॥

એકાદશ ગણધરનાં નામ ॥ પ્રઉઠીને કરૂ પ્રણામ ॥ ઈંદ્રભુતી પહેલો તે જાણ ॥ અગ્નિભુતી બીજો ગુણ ખાણ ॥ ૧ ॥ વાયુભુતી ત્રીજો જગસાર ॥ ગણધર ચોથો વ્યકતઉદાર ॥ સાસનપતી સુધર્મ સાર ॥ મંડીત નામ છઠો ધાર ॥ ૨ ॥ મોર્યપુત્ર તે સાતમા જેહ ॥ અંકપીત અષ્ટમ ગુણગેહ ॥ મુનીવર માંહી જે પ્રધાન ॥ અચલભ્રાત નવમા એ નામ ॥ ૩ ॥ નામ થકી હોય કોડ કલ્યાણ ॥ દશમા મેતારજ અવીરલવાણ ॥ એકાદશમા પ્રભાસ કહેવાય ॥ સુખસંપતી જસ નામે થાય ॥ ૪ ॥ ગાયા વીર તણા ગણધાર ॥ ગુણમણી રયણ તણા ભંડાર ॥ ઉત્તમવીજય જીનો સીસ ॥ રત્નવીજય વંદે નીસદીશ ॥ ૫ ॥

॥ ઈતી ॥ ૫૩ ॥

## ૫૪ ॥ અથ શ્રીમંદરજીન ચૈતવંદન ॥

શ્રીશ્રી મંધર વીતરાગ ॥ ત્રીભુવન તુમ ઉપગારી ॥ શ્રીસેયાંસ પીતા કુલે ॥ બહુ શોભા તુમારી ॥ ૧ ॥ ધન્ય ધન્ય માતા સતકી ॥ જેણે જાયો જયકારી ॥ વૃષભ લંછને વીરાજમાન ॥ વંદે નર નારી ॥ ૨ ॥ ધનુષ પાંચસેં દેહડી એ ॥ સોહીએ સોવન વાન ॥ કીર્તિવીજય ઉવત્રાયનો ॥ વિનય ધરે તુમ ધ્યાન ॥ ૩ ॥ ઈતી ॥ ૫૪ ॥



## ॥ અથ મંધરજીન. સ્તવન ॥

પુખ્ખલવઈ વીજયે જયોરે ॥ નયરી પુંડરીગીણી સાર ॥ શ્રી સીમંધર સાહેબારે ॥ રાય શ્રેયાંસ કુમાર જીણંદરાય ॥ ૧ ॥ ધરજ્યો ધરમ સ્નેહ ॥ એ આંકણી ॥ મોટા નાહા ના અંતરોરે ॥ ગીરૂઆ નવી દાખંત ॥ શશી દરીશણ સા યર વધેરે ॥ કૈરવ વન વિકસંત ॥ ૨ ॥ જી૦ ॥ ઠામ કુઠામ ન લેખવેરે ॥ જગ વરસંત જલધાર ॥ કર દોય કુસુમેં વા સીયેંરે ॥ છાયા સવી આધાર ॥૩॥ જીગ॥ રાયને રાંક સ રીખા ગણેરે ॥ ઉદ્યોતે શશિ સુર ॥ ગંગા જળ તે બિહુ તણારે ॥ તાપ કરે સવી દુર ॥ ૪ જી૦॥ સરીખા સહુને તારવારે ॥ તીમ તુમેહો મહારાજ ॥ મુજશું અંતર કિમ કરોરે ॥ બાંહી ગ્રહ્યાની લાજ॥ ૫ ॥ જી૦ ॥ મુહ દેખી ટીલું કરરે ॥ તે નવી હોય પરમાણ ॥ મુજરો માને સવી તણોરે ॥ સાહીબ તેહ સુજાણ ॥ ૬ ॥ જી૦ ॥ વૃષભ લં છન માતા સત્યકીરે ॥ નંદન રૂકમણી કંત ॥ વાચક જસ ઈમ વિનવેરે ॥ ભય ભંજન ભગવંત ॥ ૭ ॥ જી૦ ઇતિ ૫૫ ॥

## ૫૬ ॥ અથ શ્રી મંધરજીન થોય ॥

શ્રી સીમંધર જિનવર સુખકર સાહેબ દેવ ॥ અરીહંત સકળની ભાવ ધરી કરૂં સેવ ॥ સકલાગમ પારગ ગણધર ભાખીત વાણી ॥ જયવંતી આણા જ્ઞાનવિમલ ગુણ ખા

ણી ॥ ૧ ॥ ઈતિ ૫૬ ॥

## ૫૭ ॥ અથ સિધાચલજીનું ચૈતવંદન ॥

શ્રી શત્રુંજય સિદ્ધક્ષેત્ર ॥ દીઠે દુર્ગતીવારે ॥ ભાવ ધરી ને જે ચઢે ॥ તેને ભવ ભવ પાર ઉતારે ॥ ૧ ॥ અનંત સિદ્ધનો એ ઠામ ॥ સકલ તીરથનો રાય ॥ પુરવ નવાણું રીખભદેવ ॥ જ્યાં ઠવિઆ પ્રભુ પાય ॥ ૨ ॥ સુરજ કુંડ સોહામણો ॥ કવોડ જક્ષભીરામ ॥ નાભીરાયા કુલમંડણો ॥ જીનવર કરૂ પ્રણામ ॥ ઈતિ ૫૭ ॥

## ૫૮ ॥ અથ સિધાચલજીનું સ્તવન ॥

વીમલાચલ નીતુ વંદીએ ॥ કીજે એહની સેવા ॥ મા નું હાથ એ ધર્મનો ॥ શિવ તરૂ ફલ લેવા ॥ વિ૦ ॥ ૧ ॥ ઉજ્જલ જીનગૃહ મડળી ॥ તિહાં દીપે ઉત્તંગ ॥ માનું હિમગિરી વિભ્રમ ॥ આઈ અંબર ગંગા ॥ વિ૦ ॥ ૨ ॥ કોઈ અનેરૂ જગ નહિ ॥ એ તિરથ તોલે ॥ ઈમ શ્રી મુખ હરી આગલે ॥ શ્રી સીમંધર બોલે ॥ વિ૦ ॥ ૩ ॥ જે સઘળાં તિરથ કર્યા ॥ જાત્રા ફળ કહીએ ॥ તેહથી એ ગિરી ભેટતાં ॥ શતગણું ફલ લહીએ ॥ વિ૦ ॥ ૪ ॥ જનમ સફળ હોય તેહનો ॥ જે એ ગિરી વંદે ॥ સુજસ વિજય સંપદ લહે ॥ તે નર ચિર નંદે ॥ વિ૦ ॥ ૫ ॥ ઈતિ ॥ ૫૮ ॥

## ૫૯ ॥ અથ સિધાચલજીની થોય ॥

પુંડરગિરિ મહીમા ॥ આગમમાં પરસિદ્ધ ॥ વિમલાચલ

ભેટી ॥ લહીએ અવીચળ રીદ્ધ ॥ પાંચમી ગતિ પોહોતા ॥ મુનિવર કોડાકોડ ॥ ઈણે તીરથે આવી ॥ કરમ વિપાતક છોડ ॥ ૧ ॥ ॥ ઈતી ॥ ૫૯ ॥

## ૬૦ ॥ અથ સામાયક લેવાની વીધી ॥

પ્રથમ ઊંચે આસને પુસ્તક સનુખ મુકીને શ્રાવક શ્રાવિકા કટાસણુ મુહપતિ ચવલો લેઈ સુદ્ધ વસ્ત્ર જગ્યા પુંજી કટાસણા ઉપર બેસી મુહપતી ડાબા હાથમાં મુખ પાસે રાખી જમણો હાથ થાપનાજી સનમુખ રાખી ॥ ૧ ॥ નવકાર ગણિ પંચદિઅ કહી ઈછામિ ખમાસમણ દેઈ ઈરિયાવઈયા તસ્સ ઉતરી અનથ ઉસસીએણં કહી ॥ ૧ ॥ લોગસ્સનો અથવા ૪ નવકારનો કાઉસ્સગ્ગ કરી પારી પ્રગટ લોગસ્સ કહી ખમાસમણ દેઈ ઈછાકારેણ સંદીસાહ ભગવન સામાયક મુહપતિ પડિલેહું ઈછં ઈમ કહી ॥ મુહપતિ અંગની પડિલેહણના ૫૦ બોલ કહી મુહપતિ પડિલેહીઈ ॥ ખમાસમણ દે૦ ઈછાકારેણ સંદીસહ ભગવન સામાયક સંદિસાહુ ઈછં ખમાસમણ દે૦ ઈછા૦ સામાયક ઠાઉ એમ કહી બે હાથ જોડી ૧ નવકાર ગણી૦ ઈછાકારી ભભવન પસાય કરી સામાયક ડંડક ઉચરાવોજી ॥ વડીલ કરેમીભંતે કહે પછે ખમાસમણ દેઈ ઈછા૦ બેસણે સંદીસાહું ખમાસમણ દેઈ ઈછા૦ બેસણે ઠાઉં૦ ખમાસમણ દેઈ ઈછા૦ સઝાય સંદીસાહુ૦ ખમાસમણ દેઈ૦ ઈછા૦ સઝાય

કરૂ ॥ ઈમ કહી ૩ નવકાર ગણવા પછે બે ઘડી સંત્રાય ધર્મ ધ્યાન કરવું ॥ ॥ ઇતિ સામાયક લેવાની વીધી સમાપ્ત ॥

## ૬૧ ॥ અથ સામાયક પારવાની વિધી ॥

ખમાસમણ દેઈ ॥ ઇરિયાવહી પડિક્કમામી જાવત લોગસ્સ સુધી કહી ખમા૦ ॥ ઇછા૦ મોહપતી પડીલેહું કહી ॥ મુહપતિ પડિલેહી ॥ ખમાસમણ દેઈ ॥ ઇછા૦ ॥ સામાયક પારૂ ॥ યથા શક્તિ ॥ ખમા૦ ॥ ઇછા૦ ॥ શામાયક પારયું ॥ તહતી ॥ પછે જમણો હાથ ચવલા ઉપર અથવા કટાસણા ઉપર થાપી ૧ નવકાર ગણી સામાઈય વયજુત્તો કહીઈ ॥ પછે ૧ નવકાર જમણો હાથ થાપના સામો સવલો રાખી ગણીઈ ॥ ઇતિ ॥ ૬૧ ॥

## ૬૨ ॥ પડિલેહણ કરવાની વિધી ॥

પુરવ રીતે ઇરીયાવહી પડિક્કમિ જાવત લોગસ્સ કહી ઉભે પગે બેશી મુહપતિ કટાસણું ચવલો વસ્ત્ર કંદોરો આદિ પડિલેહવાં ॥ પછે કાજો કાહાડવો પછે કાજો કાહાડનાર થાપનાજી સામા ઉભો રહી ઇરીયાવહી પડિક્કમે ॥ પછે કાજો પઠવવા જગ્યા જોઈ અણુજાણહ જસ્સગ્ગ કહી કાજો પઠવે પછે વાર ૩ વોસરે કહે ॥ ઇતિ પડિલેહણ કરવાની વિધી ॥ ૬૨ ॥

## ૬૩ ॥ અથ દેવ વાંદવાની વિધિ.

પ્રથમ ઇરિયાવહી પડિક્કમવા જાવત ॥ લોગસ્સ કહી પછે ઉત્તરાસણ નાંખી ચઇતવંદન કહી જયવિઆરાય અડધા કહે ॥ વળી બીજ ચઇતવંદન કરે ॥ જાવત ચાર થોયો કહી નમુથ્થુણં કહી બીજી વાર ચાર થોયો કહે પછે નમુથ્થુણં બે જાવંતી કહી સ્તવન કહી અડધા જયવીઆરાય આ ભવમ ખંડા સુધી કહી ॥ પછે ચઇતવંદન કહી નમુથ્થુણં કહી આખા જયવીરાઅ કહેવા ॥ સવારે દેવ વાંદવા તેમાં મન્હજીણાણં ની સઝાય કહેવી બપોરે દેવ વાંદે તથા સાંજે દેવ વાંદે તેમાં સઝાય ન કહે ॥૫૦ ૬૩ ॥

## ૬૪ ॥ અથ દેવસી પ્રતિક્રમણાની વિધિ ॥

૧ પ્રથમ સમાયક લીજે ॥

૨ પછે પાણી વાવરચું હોય તો મુહપતિ પડિલેહવી ॥

૩ આહાર વાવરચો હોય તો વાંદણા બે દેવા બીજા વાંદણામાં આવસીઆએ ન કેહેવુ.

૪ યથા શક્તિ પચ્ચખ્ખાણ કરવુ ॥

૫ ખમાસમણ દેઇ ઇછછાકારેણ ॥ વઉેરા અથવા પોતે ચઇત્યવંદન કહીનેં ॥

૬ નમુથ્થુણં કહી ઉભા થઇને અરિહંત ચઇઆણં કહીને ૧ નવકારનો કાઉસ્સગ્ગ કરી નમોરહત કહીને પ્રથમ થોય કહેવી પછે ॥

૭ લોગસ્સ કહેવો સવ્વલોએ અરિહંત ચેઈઆણં કહી ને ૧ નવકારનો કાઉસ્સગ્ગ પારીને ॥ બીજી થોય કહેવી ॥ પછે ॥

૮ પુખ્ખરવરદી કહી સુઅસ્સ ભગવો કરેમી કાઉસ્સગ્ગં ॥ વંદણ ॥ ૧ નવકારનો કાઉસ્સગ્ગ પારી ત્રીજી થોય કહેવી ॥ પછે ॥

૯ સિદ્ધાણં બુદ્ધાણં કહી ॥ વેયાવચ્ચ ગરાણં કરેમી કાઉસ્સગ્ગં અનથ્થ૦ ॥ પછે ૧ નવકારનો કાઉસ્સગ્ગ પારી ॥ નમોરહંત૦ ॥ કહી ચોથી થોય કહેવી ॥

૧૦ પછે બેસીને નમુથ્થુણં કહેવુ ॥ પછે ॥

૧૧ ચાર ખમાસમણ દેવા પુર્વક ભગવાન[૧] ॥ આચાર્ય[૨] ॥ ઉપાધ્યાય[૩] ॥ સરવસાધુ[૪] ॥ પ્રતે થ્યોભવદન કરાઈ ॥ પછે ॥

૧૨ ઈછછા કારેણ૦ ॥ દેવસિ પ્રતિક્રમણે ઠાઉં ઈમ કહી જમણો હાથ ચવલા કટાસણા ઉપર થાપીને ઈછ સંવસવી દેવસીઅ૦ ॥ કહેવુ પછે ॥

૧૩ ઉભા થઈ કરેમિભંતે ॥ ઈછછામિ ઠામી કાઉસ્સગ્ગં ॥ જોમેદેવસિઉ ॥ તસ્સઉત્તરી૦ કહી ॥

૧૪ આઠ ગાથાનો કાઉસ્સગ્ગ કરવો ॥ ૮ ગાથા ન આવડે તો ૮ નવકારનો કાઉસ્સગ્ગ કરવો તે પારીને

૧૫ લોગસ્સ કહેવો ॥ બેસીને ત્રીજા આવશ્યકની મુહપતી પડીલેહીને ॥ વાંદણાં ॥ બે દેવાં ॥

૧૬ પછે ઉભા થઈને ઈછછા કા૦ ॥ દેવસિઅં આલો ઊં ॥ ઈછછં અલોએમી ॥ જેમ દેવસિઉ કહીને ॥

૧૭ સાત લાખ કહેવા પછે અઢાર પાપસ્થાનક આલો ઈને ॥

૧૮ સવ્વસ્સવિ દેવસિઅં કહી ॥

૧૯ બેસીને એક નવકાર ॥ કરેમિભંતિ ॥ ઈછામી પડ ક્કમિઉં ॥ કહીને ॥

૨૦ વંદીતુ કહીને વાંદણા બે દેવાં ॥ પછે ॥

૨૧ અભ્ભુઠ્ઠિઓહં અભ્ભિંતર દેવસિઅં ખામીને ॥ વા દણાં બે દેવાં ઉભા થઈ ॥

૨૨ આયરીય ઉવઝ્ઝાએ કહીને કરેમિભંતે ઈછામિ કા ઉસ્સગ્ગં જોમે દેવસિઉં કહી ॥ તસ્સઉત્તરી કહી ॥

૨૩ બે લોગસનો વા આઠ નવકારનો કાઉસગ્ગ પારીને ॥

૨૪ લોગસ્સ કહેવો સવ્વલોએ અરિહંત ચેઈઆણં ॥ એક લોગસ્સ વા ૪ નવકારનો કાઉસગ્ગ પારીને ॥

૨૫ પુખ્ખરવરદી૦ ॥ સુઅસ્સ ભગવઉ કરેમિ વંદણા ॥ એક લોગસ્સ વા ૪ નવકારનો કાઉસગ્ગ પારીને ॥

૨૬ સિદ્ધાણં બુદ્ધાણં કહી સુએદેવાએ કરેમી કાઉસગ્ગ ॥ એક નવકારનો કાઉસગ્ગ પારી ॥ નમોર્હત ॥ સુઅ દેવયાની થોય ॥ સ્ત્રીને કમલદલની થોય કેહેવી ॥

૨૭ ખેત્રદેવયાએ કરેમી કાઉસગ્ગ ॥ એક નવકારનો કા ઉસગ્ગપારી ॥ નમોર્હત૦॥ ક્ષેત્રદેવયાની થોય સ્ત્રીને

તથા પુરૂષને કહેવી ॥

૨૮ પછે પ્રગટ એક નવકાર ગણો બેસીને ॥

૨૯ છઠા આવશ્યકની મુહપત્તી પડિલેહી બે વાંદણાં દી જે ॥ પછે ॥

૩૦ સમાયક[૧] ॥ ચવીસથ્થો[૨] વંદણ[૩] ॥ પડિક્કમણું[૪] ॥ કાઉસગ્ગ[૫] ॥ પચ્ચખ્ખાણ કરચું છેજી[૬] ॥ એ છ આવશ્યક સંભાવા ॥ પછે ॥

૩૧ ઈચ્છામો અણુસઠીં કહિ નમો ખમાસણાણં કહી નમોર્હત્‌૦ ॥ પુરૂષ નમોસ્તુ વર્દ્ધમાનાય કહે ॥ સ્ત્રી સંસારદાવાની ૩ થોયો કહે ॥

૩૨ નમુથ્થુણં કહી ॥ સ્તવન કહેવું ॥

૩૩ વરકનક કહી ભગવાન આદિ વાંદવા ॥

૩૪ પછે જમણો હાથ ઉપધી ઉપર થાપી અઢાઈજ્જેસુ કહેવું ॥

૩૫ પછે દેવસિઅ પાયછિતનો કાઉ૦ ॥ ૪ લોગસ્સનો વા ૧૬ નવકારનો કરવો ॥

૩૬ પારી પ્રગટ લોગસ્સ કહી બેસીને ॥

૩૭ ખમાસમણ બે દેઈ સઝાયનો આદેશ માગો એક નવકાર ગણી સઝાય કહીઈં પછે ॥ એક નવકાર ગણીઈં ॥

૩૮ પછે દુખ્ખખ્ખઓ કમ્મખ્ખઓનો કાઉસગ્ગ ૪ લોગસ્સનો સંપુર્ણ કરવો એક વડેરે ॥ અથવા પોતે

પારીને નમોર્હત કહી લઘુશાંતિ કહેવી ॥

૩૯ પછે પ્રગટ લોગસ્સ કહેવો ॥ પછે ॥

૪૦ ઈરીયાવહી જાવત લોગસ્સ કહેવો ॥

૪૧ પછે ચઉક્કસાય ॥ નમુથ્થુણં કહી જાવંતિ બે કહી ઉવસગ્ગહં ॥ જયવીરાય કહી મુહપતી પડીલેહવી ॥ ઈછ્છામિ૦ ॥ ઈછ્છાકા૦ ॥ સામાયક પારું યથાશક્તિ ॥ ઈછ્છામિ૦ ॥ ઈછ્છાકા૦ ॥ સામાયક પાર્યું ॥ તહત્તિ ॥ કહી ॥ પછે ॥

૪૨ જમણો હાથ ઉપધી ઉપર થાપી ૧ નવકાર ગણીને સામાઈઅવયજુત્તો કહેવો ॥

૪૩ પછે થાપેલા થાપના હોય તો એક નવકાર ગણી ઉઠે ॥ ઈતિ ૬૪ ॥ ઈતિ દેવસિ પ્રતિક્રમણવિધી બાકી અંતર વિધી વડેરાથી સમજવો ॥

## ૬૫ ॥ અથ રાઈપ્રતિક્રમણ વિધિ ॥

૧ પ્રથમ પુર્વે રીતે સામાયક લેજે ॥

૨ પછે કુસુમિણ દુસુમિણનો કાઉસગ્ગ ૪ લોગસ્સનો વા ૧૬ નવકારનો કરી પારી પ્રગટ લોગસ્સ કહેવો ॥

૩ પછે ખમાસમણ દેઈ જગચિંતામણીનું ચૈત્યવંદન જયવીરાય સુધી કહેવું ॥

૪ પછે ચાર ખમાસમણ દેઈ ભગવાન આચાર્ય ઉપાધ્યાય સરવ સાધુ પ્રત્યે વાંદવા ॥

૫ ખમાસમણ બે દેઈ સઝાયનો આદેશ માગી ૧ નવકાર ગણીને ॥ ભરહેસરની સઝાય કહીને નવકાર એક ગણવો ॥ પછે ॥

૬ ઇચ્છાકાર સુહરાઈનો પાઠ કહેવો ॥ ઈચ્છાકા૦ રાઈ પ્રતિક્રમણ ઠાઉ કહીને જમણો હાથ ઉપધી ઉપર થાપીને ॥

૭ ઈચ્છ સવ્વસવી રાઈય દુચિંતિય૦ ॥ કહી ॥

૮ નમુથ્થુણં ॥ કરેમિભંતે કહી ॥ ઈછામિ ઠામી કા૦ ઉસગ્ગ૦ ॥ તસ્સઉત્તરી કહી ॥ ૧ લોગસ્સનો વા ૪ નવકારનો કાઉસગ્ગ પારી ॥

૯ લોગસ્સ સવ્વલોએ અરિહંત૦॥ એક લોગસ્સ ૦ ૪ નવ૦ ॥ કાઉસગ્ગ ॥

૧૦ પુખ્ખરવરદી૦॥ સુઅસ્સ૦ ॥ વંદણ૦ ॥ કહી આઠ ગાથાનો અથવા આઠ નવકારનો કાઉસગ્ગ ॥

૧૧ સિદ્ધાણં બુદ્ધાણં કહીને ત્રીજા આવશ્યકની મુહપની પડિલેહી વાંદણાં બે દેવાં તીહાંથી તે અભુઠિઉ ખામિ વાંદણાં બે દીજે તીહાં સુધી દેવસીની રીતે ॥ પણ જે ઠેકાણે દેવસિ આવેછે તે ઠામે રાઈયં કહેવું॥

૧૨ આયરિઅ ઉવજ્ઝાએ કરેમિભંતે ॥ ઈછામી ઠામિ કાઉસગ્ગં ॥ તસ્સ ઉત્તરી ॥ તપચિંતામણી અથવા ॥ ૪ લોગસ્સનો અથવા ॥ ૧૬ નવકારનો કાઉસગ્ગ કરવો ॥

૧૩ પ્રગટ લોગસ્સ કહી છઠ્ઠા આવશ્યકની મુહપતિ પડિ લેહીને વાંદણાં બે દેવાં ॥ તે પછે ॥

૧૪ તીર્થ વંદન કરવું ॥ પછે ॥

૧૫ યથા શક્તિએ પચ્ચખ્ખાણ કરવું ॥

૧૬ ઇચ્છાકારેણ સંદિસહ ભગવાન ॥ સમાયક[૧] ચઉવીસ ત્થો[૨] ॥ વંદણ[૩] ॥ પડિક્કમણું[૪] ॥ કાઉસ્સગ્ગ[૫] ॥ પચ્ચખ્ખાણ કરયુંછેજી[૬] ॥ પચ્ચખ્ખાણ કર્યું હોય તો કર્યું કહેવું ॥ ન કર્યું હોય તો ધાર્યુંછેજી એમ કહેવું ॥ પછે ઇચ્છામો અણુસઠ્ઠી નમો ખમાસમણાણં નમોર્હત્ ॥

૧૭ પછે વિશાલ લોચન કહીને નમુથ્થુણં કહી અરિહંતચેઇયાણં૦ ॥ ૧ નવકારનો કાઉસગ્ગ પારીને નમોર્હત૦ ॥ કલ્યાણકંદની થોય પ્રથમ કહેવી ॥

૧૮ લોગસ્સ, પુખ્ખરવરદિ સિદ્ધાણં બુદ્ધાણં કહી અનુક્રમે ૪ થોયો કહીઇ છે તિહાં સુધી કહેવું પછે ॥

૧૯ નમુથ્થુણં કહી ॥ ભગવન આદિ ॥ ચ્યાર ખમાસમણે વાંદવા ॥

૨૦ પછે જમણો હાથ ઉપધી ઉપર થાપી અઢાઇજજેસુ કહેવું ॥ પછે ॥

૨૧ શ્રી મંધરસ્વામીનું ચૈતવંદન સ્તવન જયવિરાય કાઉસ્સગ્ગ થોય પર્યંત કરવું ॥

૨૨ પછે ખમાસમણ પુર્વક શ્રી સીદ્ધાચલનું ચૈતવંદન ॥

તવન જયવીરાય કાઉસ્સગ્ગ થોય સુધી કરવું ॥

૨૩ પછે સામાયક પારવાની વિધીની રીતે સામાયક પારવા સુદ્ધિ કરવું ॥ ઈતિ રાઈ પ્રતિક્રમણની વિધિ ॥૧૫॥

## ૬૬ ॥ અથ પચ્ચખ્ખાણ પારવાની વિધિ ॥

૧ પ્રથમ ઈરિયા વહિયાઈ પડિક્કમીઈં જાવત જગચિંતાણિ નું ચઈતવંદન જયવિયરાય સુધી કરવું ॥

૨ પછે મન્હજિણાણંની સઝાય કહી મુહપત્તિ પડિ લેહે વી ઈચ્છામિ૦ ॥ ઈચ્છા૦ ॥ પચ્ચખ્ખાણ પારૂ ॥ ય થા શકિત ॥ ઈચ્છામિ૦ ઈચ્છા૦ ॥ પચ્ચખ્ખાણ પારયું ॥ તહત્તિ ॥ ઈમ કહી જમણો હાથ કટાસણાં ચવલા ઉપર થાપી ૧ નવકાર ગણી પચ્ચખ્ખાણ કરયું હો ય તે કહી પારવું ॥

૩ ઉગ્ગએસુરે નમુક્કારસહીઅં ॥ પોરસિસાઢ પોરસહિ અં ॥ વેઢસહિઅં ॥ મુઠસહિઅં ॥ પચ્ચખ્ખાણ કર્યું ચૌવીહાર ॥ આંબિલ નીવી એકાસણું ॥ બેઆસં ણું ॥ કરયું ॥ તિવિહાર પચ્ચખ્ખાણ ॥ ફાસિઅં[૧] ॥ પાલિઅં[૨] સોહિઅં[૩] ॥ તીરિઅં[૪] ॥ કિટ્ટિઅ ॥ આરાહિઅં[૬] ॥ જંચ નઆરાહિઅં ॥ તસ્સમિ છામી દુક્કડં ॥ ઈતિ ॥ ૧૬ ॥

# ॥ अथ प्रभातनां पच्चखाण ॥

## ૬૭ ॥ અથ નમુક્કારસહિ મુઠસહિનુ ॥

ઉગ્ગએ સુરે નમુક્કારસહિઅં મુઠસહિઅં પચ્ચખ્ખાઈ ॥ ચઉવિહંપિ આહારં અસણં પાણં ખાઈમં સાઈમં અન્નથણા ભોગેણં[૧] ॥ સહસ્સાગારેણં[૨] મહત્તરાગારેણં[૩] ॥ સવ્વસમાહિવત્તિયા ગારેણં[૪] ॥ વોસીરે ॥ ઇતિ ॥ ૬૭ ॥

## ૬૮ ॥ અથ પોરિસિં સાઢપોરિસિંનું ॥

ઉગ્ગએ સુરે નમુક્કારસહિઅ પોરિસિં સાઢપેરિસિં મુઠસહિઅં પચ્ચખ્ખાઈ ઉગ્ગએ સુરે ચઉવિહંપિ આહારં અસણં પાણં ખાઇમં સાઈમં અન્નથ્થણા ભોગેણં[૧] ॥ સહસ્સાગારેણં[૨] ॥ પચ્છન્નકાલેણં[૩] દિસામોહેણં[૪] ॥ સહુવયણેણં[૫] ॥ મહત્તરાગારેણં ॥ સવ્વસમાહિવત્તિયાગારેણં[૭] ॥ વોશિરે ॥ ઇતિ ॥ ૬૮ ॥

—❦—

# ॥ अथ सांझनां पच्चखाण ॥

## ૬૯ ॥ અથ ચોવિહારનું ॥

દિવસ ચરિમં પચ્ચખ્ખાઈ ચઉવિહંપિ આહારં અસણં

પાણં ખાઈમં સાઈમં અન્નથ્થણા ભોગેણું સહસાગારેણં મ હત્તરાગારેણં સવ્વસ માહિવત્તિયા ગારેણં ॥ વોસિરે ॥ ઇતિ૬૯॥

## ૭૦ ॥ અથ તિવીહારનું ॥

દિવસ ચરિમં પચ્ચખ્ખાઈ ॥ તિવીહંપિ આહર ॥ અસણં ખાઈમં સાઈમં અન્નથ્થણા ભોગેણં સહસાગારેણં મહ ત્તરાગારેણં સવ્વસમાહિવત્તિયા ગારેણં ॥ વોસિરે ॥ઇતિ૭૦॥

## ૭૧ ॥ અથ દુવિહારનું ॥

દિવસ ચરિમં પચ્ચખ્ખાઈ દુવિહંપિ આહારં અસણં ખાઈમં અન્નથ્થણા ભોગેણં સહસાગારેણં મહત્તરાગારેણં સવ્વ સમાહિવત્તિયાગારેણં વોસિરે ॥ ઇતિ ॥ ૭૧ ॥

## ૭૨ ॥ અથ ક્રોધની સઝાય ॥

કડુવાં ફળ છે ક્રોધનાં ॥ ગ્યાની ઇંમ બોલે ॥ રીસ તણો રસ જાણીએ ॥ હલાહલ તોલે ક૦ ॥ ૧ ॥ ક્રોધે ક્રોડ પુરવ તણું ॥ સંજમ ફળ જાય ॥ ક્રોધ સહિત તપ જે ક રે ॥ તે તો લેખે ન થાય ॥ ક૦ ॥ ૨ ॥ સાધુ ઘણો તપી યો હુતો ॥ ધરતો મન વૈરાગ ॥ શીશ્યના ક્રોધ થકી થ યો ॥ ચંડકોશીયો નાગ ॥ ક૦ ॥ ૩ ॥ આગ ઉઠે જે ઘર થકી ॥ તે પેહેલું ઘર બાલે ॥ જલનો જોગ જો નવી મિલે ॥ તો પાસેનું પરજાલે ॥ ક૦ ॥ ૪ ॥ ક્રોધ તણી ગત એહ

વી ॥ કહે કેવળનાણી ॥ હાર્પ કરે જે હેતની ॥ ભાવ
ભૌ ઈમ જાણી ॥ ક૦ ॥ ૫ ॥ ઉદયરતન કહે ક્રોધને ॥
કાઢજો ગળે સાહી ॥ કાપ કરજો નિરમલી ॥ ઉપસમ
રસ નાહી ॥ કડુવાં૦ ॥ ૬ ॥ ઈતિ ॥ ૭૨ ॥
ઈતિ દેવસિ રાઈ પ્રતિક્રમણાદિક સુત્રાં વિધિ સંપુર્ણ ॥



## ॥ અથ પુન્યપ્રકાશનુ સ્તવન ॥

॥ દુહા ॥ સકલ સિદ્ધિ દાયક સદા ॥ ચોવિસેં જીન
રાય ॥ સહગુરૂ સામીની સરસતી ॥ પ્રેમે પરણમુ પાય
॥ ૧ ॥ ત્રિભુવન પતિ ત્રીસલા તણો ॥ નંદન ગુણ ગં
ભીર ॥ શાશન નાયક જગજયો ॥ વર્ધમાન વડવીર ॥૨॥
એક દિન વીર જીણંદને ॥ ચરણે કરી પરિણામ ॥ ભવિ
ક જીવના હિત ભણી ॥ પુછે ગૌતમ સ્વામ ॥ ૩ ॥ મુ
ગતી મારગ આરાધીએ ॥ કહો કિણ પરિ અરિહંત ॥ સુ
ધા સરસ તવ વચન રસ ॥ ભાખે શ્રી ભગવંત ॥૪॥ અ
તિચાર આલોઈએ[૧]॥ વ્રત ધરીએ ગુરૂ શાખ[૨] ॥ જીવ ખ
માવો સયલ જે ॥ ચોનિ ચોરાશી લાખ[૩] ॥ ૫ ॥ વિધી
શું વળી વોસરાવિએ ॥ પાપ સ્થાન અઢાર[૪] ॥ ચ્યાર સર
ણ નિત અનુસરો[૫] ॥ નિંદો દુરિત આચાર[૬] ॥૬॥ શુભ કર
ણી અનુમોદીએ[૭] ॥ ભાવ ભલો મન આણિ[૮]॥ અણસ

ણું અવસર આદરીજ ॥ નવપદ જપો સુજાણ૧૦ ॥ ૭ ॥ શુભ ગતી આરાધન તણા ॥ એ છે દશ અધિકાર ॥ ચી ત આણીને આદરો ॥ જીમ પામો ભવ પાર ॥ ૮ ॥
॥ ઢાળ ॥ એ છેડિ કિહાં રાખી ॥ એ દેશી ॥ ગ્નાન૧ દરિશણ૨ ચારિત્ર૩ તપ૪ વિરજ૫ ॥ એ પાંચે આચાર ॥ એહ તણા ઈહ ભવ પરભવનાં ॥ આલોઈએ અતીચારરે ॥ પ્રાણી ગ્નાન ભણો ગુણ ખાણી ॥ વીર વદે એમ વા ણીરે ॥ પ્રા૦ ॥ ગ્ના૦ ॥ ૧ ॥ ગુરૂ ઓલવીએ નહી ગુરૂ વિનયે ॥ કાળે ધરી બહુ માન ॥ સુત્ર અરથ તદુ ભય કરી સુધાં ॥ ભણીએ વહીએ ઉપધાનરે ॥ પ્રા૦ ૨ ॥ ગ્નાનો પગરણ પાટી પોથી ॥ ઠવણી નોકારવાળી ॥ તેહ તણી કી ધી આશાતના ॥ ગ્નાન ભકતી ન સંભાળીરે ॥ પ્રા૦ ૩ ॥
॥ ઈત્યાદિક વિપરીતપણાથી ॥ ગ્નાન વિરાધ્યું જેહ ॥ આ ભવ પરભવ વળિય ભવો ભવ ॥ મિછછા દુક્કડ તેહરે ॥ પ્રા૦ ॥ ૪ ॥ સમકિત લ્યો સુદ્ધ જાણી ॥ જીન વચને શંકા નવિ કીજે ॥ નવિ પર મત અભિલાખ ॥ સાધુ તણી નિં દ્યા પરિહરજો ॥ ફલ સંદેહ મ રાખિરે ॥ પ્રા૦ ૫ ॥ મુંઢપણું છંડો પરસંસા ॥ ગુણવંતને આદરિએ ॥ સાહમિને ધર્મ કરી થીરતા ॥ ભગતી પ્રભાવના કરીએરે ॥ પ્રા૦ સ૦ ॥ ૬ ॥ સંઘ ચૈત્ય પ્રાસાદ તણો જે ॥ અવગુણવાદ ગન લેખ્યો ॥ દ્રવ્ય દેવકો જે વિણસાડયો ॥ વિણસંતો ઉવેખ્યોરે ॥ પ્રા૦ સ૦ ૭ ॥ ઈત્યાદિક વિપરિતપણાથી ॥ સમકિત ખંડયું

જેહ ॥ આભવ૦ ॥ પ્રા૦ ॥ ચારિત્ર લ્યો ચિત આણી૦ ॥
૮ ॥ પાંચ સુમતિ ત્રિણ ગુપતિ વીરાધિ ॥ આઠે પ્રવચન
માય ॥ સાધુ તણે ધરમે પ્રમાદે ॥ અસુધ વચન મન કા
યે ॥ પ્રા૦ ॥ ચા૦ ॥ ૯ ॥ શ્રાવકને ધર્મે સામાયક ॥
પોસહમાં મન વાલી ॥ જે જયણા પુર્વક જે આઠે ॥ પ્ર
વચનમાયન પાલીરે ॥ પ્રા૦ ચા૦ ॥ ૧૦ ॥ ઇત્યાદિક વિ
પરીતપણાથી ॥ ચારિત્ર ડોહલ્યું જેહ ॥ આ ભવઞા મિ
છછા૦ ॥ પ્રા૦ ॥ ચા૦ ॥ ૧૧ ॥ બારે ભેદે તપ નવી કી
ધા ॥ છતે જોગ નિજ શકતે ॥ ધર્મે મન વચ કાયા વિરજ ॥
નવિ ફોરવિઊં ભગતેરે ॥ પ્રા૦ ચા૦ ॥ ૧૨ ॥ તપ વીરજ
આચાર ઇણિ પરે ॥ વિવિધ વિરાધ્યા જેહ ॥ આભવ૦ ॥
મિછછા૦ ॥ પ્રા૦ ॥ ચા૦ ॥ ૧૩ ॥ વલિય વિશેશે ચારિત્ર
કેરા ॥ અતિચાર આલોઇયે ॥ વીર જીણેસર વયણ સુ
ણીને ॥ પાપ મયલ સવિ ધોઇયેરે ॥ પ્રા૦॥ ચા૦॥ ૧૪ ॥
॥ ઢાળ ॥ ૨ જી ॥ પ્રથવી૧ પાણી૨ તેઉ૩ ॥ વાઉ૪
વનસ્પતિ૫ ॥ એ પાંચે થાવર કહ્યાં એ ॥ કરી કર
સણ આરંભ ॥ ખેત્ર જે ખેડીયાં ॥ કુવા તળાવ ખાણા-
વીઆંએ ॥ ૧ ॥ ઘર આરંભ અનેક ॥ ટાંકાં ભુંઇરાં ॥
મેડી માલ ચણાવીઆંએ ॥ લીંપણ ગુંપણ કાજ ॥ ઇ-
ણિપરી પરપરી ॥ પ્રથવીકાય વિરાધીયાંએ ॥ ૨ ॥ ધોયણ
નાહણ પાણિ ॥ ઝીલણ અપકાય ॥ છોતિ ધોતિ કરી
દુહવ્યાંએ ॥ ભાઠીગર કુંભાર ॥ લોહ સોવનગરા ॥ ભા-

ડમુંજા લિહાબાગરાંએ ॥ ૩ ॥ તાપણ સેકણ કાજ ॥ વસ્ત્ર નિખારણ ॥ રંગણ રાંધણ રસવતીએ ॥ ઈણીપરી કર્માદાન ॥ પરીપરી કેલવિ ॥ તેઉ વાઉ વિરાધીયાએ ॥ ૪ ॥ વાડી વન આરામ ॥ વાવી વનસ્પતિ ॥ પાન ફુલ ફળ ચુંટીયાંએ ॥ પોંક પાપડી શાક ॥ સેકયાં સુકવ્યાં ॥ છેદ્યાંછુંદ્યાં આથીયાંએ ॥ ૫ ॥ અલસીને એરંડ ॥ ઘાણી ઘાલીને ॥ ઘણા તિલાદિક પીલીયાએ ॥ ઘાલી કોલુ માંહી ॥ પીલી સેલડી ॥ કંદમુળ ફળ વેચીયાંએ ॥ ૬ ॥ ઈમ એકેંદ્રિ જીવ ॥ હણ્યા હણાવીયા ॥ હણતાં જે અનુમોદીયાએ ॥ આ ભવ પરભવ જેહ ॥ વલિય૦ ॥ તે મુઝ૦ ॥ ૭ ॥ કરમ સરમીયા કીડા ॥ ગાડર ગંડોલા ॥ ઈઅલ પુરા અલસિઆંએ ॥ વાલા જલો ચુડેલ ॥ વિચલિત રસ તણા ॥ વળી અથાણાં પ્રમુખનાએ ॥ ઈમ બેંદ્રી જીવ ॥ જે મેં દુહવ્યા ॥ તે મુઝ૦ ॥ ૮ ॥ ઉદેહી જુ લીખ ॥ માંકણ મંકોડા ॥ ચાંચણ કિડી કંથુઆએ ॥ ૯ ॥ ગદહીયાં ધીમેલી ॥ કાનખજુરડા ॥ ગીંગોડા ધનેરીઆંએ ॥ ઈમ તેંદ્રી જીવ ॥ જે મેં દુહવ્યા ॥ તે મુઝ૦ ૧૦ ॥ માંખી મત્સર ડાંસ ॥ મસા પતંગીયા ॥ કંસારી કોલિયાવડાએ ॥ ઢીંકણ વીંછુ તીડ ॥ ભમરા ભમરીઓ ॥ કોતાબગ ખડમાંકડીએ ॥ ઈમ ચૌરીંદ્રી જીવ ॥ જે મેં દુ૦ ॥ તે મુઝ૦ ॥ ૧૧ ॥ જળમાં નાખી જાલ ॥ જલચર દુહવ્યા ॥ વનમાં મૃગ સંતાપીયાએ ॥ ૧૨ ॥ પીડ્યાં પંખી જીવ ॥ પાડી

પાસમાં ॥ પોપટ ધાલ્યા પાંજરેએ ॥ ઈમ પચેંદ્રી જીવ ॥
જે મેં દુ૦ ॥ તે મુઝ૦ ॥ ૧૪ ॥ ॥ ઢાલ ૩ ॥ વાણી
વાણી હીત કરીજી ॥ એ દેશી ॥ ક્રોધ લોભ ભય હાસ
થીજી ॥ બોલ્યા વચન અસત્ય ॥ કુડ કરી ધન પારકાંજી
॥ લીધાં જેહ અદત્તરે ॥ જીનજી ॥૧ ॥ મિછા દુક્કડ આ
જ ॥ તુમ્હ સાખે મહારાજરે ॥ જીનજી ॥ દેઈ સારૂ
કાજરે ॥ જીનજી ॥ મિ૦ ॥ આંકણિ ॥ દેવ મનુજ તિ-
ર્યચનાજી ॥ મૈથુન સેવ્યાં જેહ ॥ વિષયારસ લંપટપણેજી
ઘણુ વિડંબ્યો દેહરે ॥ જી૦ ॥ ૨ ॥ મિ૦ ॥ પરિગ્રહની મમ
તા કરીજી ॥ ભવ ભવ મેલી આથ ॥ જેહ જાહાંની તે
તિહાં રહીજી ॥ કોઈ ન આવે સાથરે ॥ જી૦ ॥ ૩ ॥
મિ૦ ॥ રયણી ભોજન જે કરયાંજી ॥ કિધાં ભખ્ય અભ
ખ્ય ॥ રસના રસની લાલચેજી ॥ પાપ કરયાં પરતક્ષરે ॥
જી૦ ॥ ૪ ॥ મિ૦ ॥ વ્રત લેઈ વિસારીયાંજી ॥ વળી ભા
ગ્યાં પચખાણ ॥ કપટ હેતુ કીરીયા કરીજી ॥ કિધાં આપ વ
ખાણરે ॥ જી૦ ॥ ૫ ॥ મિ૦ ॥ ત્રિણ ઢાળ આઠે દુહેજી ॥
આલોચ્યો અતિચાર ॥ શિવગતિ આરાધન તણોજી ॥ એ
પહિલો અધિકારરે ॥ જી૦ ॥ ૬ ॥ મિ૦ ॥ ॥ ઢાલ ॥ ૪ ॥
સાહેલડીની દેશી ॥ પંચમહાવ્રત આદરો ॥ સાહેલડીરે ॥
અથવા લ્યો વ્રતબારતો ॥ યથા શક્તિ વ્રત આદરી ॥સા૦
॥ પાલો નિરતી ચારતો ॥ વ્રત લીધાં સંભારીએ ॥ સા૦ ॥
હિયડે ધરીય વિચારતો ॥ શિવગતી આરાધન તણો ॥સા૦

એ બીજો અધિકારતો ॥ જીવ સવે ખમાવીએ ॥ સા૦ ॥ ચોની ચોરાશી લાખતો ॥ મન સુધે કરો ખામણાં ॥સા૦ કોઇ શું રોશ ન રાખતો ॥ સરવ મિત્ર કરી ચિંતવો ॥સા૦ કોઇ ન જાણો શત્રુતો ॥ રાગ દ્વષ ઇમ પરિહરો ॥સા૦॥ કીજે જન્મ પવિત્રતો ॥ સાધ્ધુમી સંઘ ખમાવીયે ॥ સા૦॥ જે ઉપની અપ્રીતીતો ॥ સજ્જન કુટંબ કરી ખામણાં ॥ સા૦॥ એ જીન શાસન રીતતો ॥૨॥ ખમીએ અને ખમા વીએ ॥સા૦॥ એહજ ધર્મનું સારતો ॥ શિવગની આરાધન તણો ॥સા૦॥ એ ત્રીજો અધીકારતો ॥ ત્રપા વાદ[1] હીં સા[2] ચોરી[3] ॥સા૦॥ ધનમુર્છા[4] મેહુનતો[5] ॥ ક્રોધ[6] મા ન[7] માયા[8] ત્રપણા[9] ॥સા૦॥ પ્રેગ[10] દ્વેષ[11] પૈસુનતો ॥૩॥ નીંદા[13] કલહ ન કિજીયે[14] ॥સા૦॥ કુડાં ન દીજે[15] આલતો ॥ રતિઅરતિ[16] મિથ્યા[17] તજો ॥સા૦॥ માયા મોસ જંજાલતો ॥ ત્રિવિધ ત્રિવિધ વોસિરાવિઇ ॥ સા૦ ॥ પાપસ્થાન અઢારતો ॥ શિવગતો આરાધન તણો ॥ સા૦ ॥ એ ચોથો અધિકારતો ॥ ૪ ॥ ઢાલ ॥ ૫ મી ॥ ॥ હવેનીસુણો ઇહાં આવીયા ॥ એ દેશી ॥ જનમ જરા મરણે કરીએ ॥ એ સંસાર અસારતો ॥ કરચાં કર્મ સહુ અનુભવેએ ॥ કોઇ ન રાખણહારતો ॥ ૧ ॥ સરણ એક અરિહતનુએ[1] ॥ સરણ સિદ્ધ[2] ભગવંતતો ॥ સરણ ધર્મ શ્રી જઇનનોએ[3] ॥ સાધુ[4] સરણ ગુણવંતતો ॥૨ ॥ અવર મો હ સવી પરીહરીએ ॥ ચાર સરણ ચિત્ત ધારતો ॥ શિવગતો

આરાધન તણોએ ॥ એ પાંચમો અધિકારતો ॥ ૩ ॥ આભ
વ પરભવ જે કરયાંએ ॥ પાપકર્મ કેઈ લાખ તો ॥ આ
ત્મ સાખે તે નિંદીએએ ॥ પડિક્કમીએ ગુરૂ સાખિતો ॥
૪ ॥ મિથ્યામતી વરતાવિઆએ ॥ જે ભાખ્યા ઉત્સુત્રતો ॥
કુમતિ કદાગ્રહને વસેએ ॥ વળી ઉથાપ્યા સુત્રતો ॥૫॥ ઘ
ડ્યાં ઘડાવ્યાં જે ઘણાંએ ॥ ઘંટી હળ હથીયારતો ॥ ભ
વભવ મેલી મુકીયાંએ ॥ કરતાં જીવ સંહારતો ॥ ૬ ॥ પા
પ કરીને પોસિઆએ ॥ જન્મ જન્મ પરિવારતો ॥ જન
માંત્તર પુહતા પછીએ ॥ કોઈ ન કીધી સારતો ॥૭॥ આ
ભવ પરભવ જે કરયાંએ ॥ એમ અધિકરણ અનેકતો ॥
ત્રીવિધે ત્રીવિધે વોસરાવિએએ ॥ આણી હૃદય વિવેકતો ॥
૮ ॥ દુઃકૃત નિંદા ઈમ કરીએ ॥ પાપ કરયાં પરિહારતો ॥
શિવગતિ આરાધન તણોએ ॥ એ છઠ્ઠો અધિકારતો ॥ ૯ ॥
॥ ઢાલ ૬ ઠી ॥ આદીતુ જોઈને આપણો ॥ એ દેશી ॥
ધન ધન તે દીન માહરો ॥ જીહાં કીધો ધર્મ ॥ દાન શી
લ તપ આદરી ॥ ટાળ્યાં દુસ્કર્મ ॥ ધ૦ ૧ ॥ શેત્રુંજાદિક
તિર્થની ॥ જે કિધી યાત્ર ॥ જુગતે જીનવર પુજીયા ॥ વલી
પોખ્યા સુપાત્ર ॥ ધ૦ ૨ ॥ પુસ્તક જ્ઞાન લખાવીયા ॥ જીણ
હર જીણચૈત્ય ॥ સંઘ ચતુર્વિધ સાચવ્યા ॥ એ સાતે ખે
ત્ર ॥ ॥ ધ૦ ૩ ॥ પડિક્કમણાં સુપરે કરયાં ॥ અનુકંપા દાન
॥ સાધુ સુરિ ઉવઝાયને ॥ દીધાં બહુ માન ॥ ધ૦ ૪ ॥
ધર્મ કાજે અનુમોદિએ ॥ ઈમ વારોવાર ॥ શિવગતિ આ

રાધન તણો ॥ એ સાતમો અધિકાર ॥ ૫૦૫ ॥ ભાવ ભલો મન આણીએ ॥ ચિત્ત આણી ઠામ ॥ સમતા ભાવે ભાવીએ ॥ એ આતમ રામ ॥ ૫૦૬ ॥ સુખ દુખ કારણ જીવને ॥ કોઈ અવર ન હોય ॥ કર્મ આપ જે આચર્યાં ॥ ભોગવીએ સોય ॥ ૫૦૭ ॥ સમતા વિણ જે અનુસરે ॥ પ્રાણિ પુન્ય કામ ॥ છારી ઉપરી તે લીંપણું ॥ ઝાંખર ચિત્રામ ॥ ૫૦૮ ॥ ભાવ ભલી પરિ ભાવીએ ॥ એ ધર્મનું સાર ॥ શિવ ગતિ આરાધન તણો ॥ એ આઠમો અધિકાર ॥ ૫૦૯ ॥ ॥ ઢાળ ૭ મી ॥ રૈવતગિરી ઉપરી ॥ એ દેશી ॥ હવે અવસર જાણી ॥ કરીય સંલેખણ સાર ॥ અણસણ આદરીએ ॥ પચખી ચ્યાર આહાર ॥ લલુતા સવિ મુકી ॥ છાંડી મમતા અંગ ॥ એ આતમ ખેલે ॥ સમતા ગ્યાન તરંગ ॥ ૧ ॥ ગતિ ચારે કિધા ॥ આહાર અનંત નિસંક ॥ પણ ત્રપતિ ન પામ્યો ॥ જીવ લાલચીયો રંક ॥ દુલહો એ વલીવલી ॥ અણસણનો પરિણામ ॥ એહથી પામી જે ॥ શિવપદ સુરપદ ઠામ ॥ ૨ ॥ ધન ધના શાલીભદ્ર ॥ ખંધો મેઘકુમાર ॥ અણસણ આરાધી ॥ પામ્યા ભવ નો પાર ॥ શિવ મંદીર જાશ્યે ॥ કરી એક અવતાર ॥ આરાધન કેરો ॥ એ નવમો અધિકાર ॥ ૩ ॥ દશમે અધિકારે ॥ મહામંત્ર નવકાર ॥ મનથી નવી મુકો ॥ શિવસુખ ફલ સહકાર ॥ એ જપતાં જાએ ॥ દુર્ગતી દોષ વિકાર ॥ સુપરેએ સમરો ॥ ચઉદ પુરવનું સાર ॥

૪ ॥ જનમાંતરે જાતાં ॥ જો પામ્ને નવકાર ॥ તો પાતિક ગાલિ ॥ પામ્ને સુર અવતાર ॥ એ નવ પદ સરીખો ॥ મંત્ર ન કોઈ સાર ॥ ઈહ ભવને પરભવે॥ સુખ સંપત્તિ દાતાર ॥ ૫ ॥ જુઓ ભીલ ભીલડી ॥ રાજા રાણી થા ૫ ॥ નવ પદ મહીમાંથી ॥ રાજસિંહ મહારાજ ॥ રાણી રતનવતી ॥ બેહુ પામ્યાં છે સુરભોગ ॥ એક ભવથી લહે સ્યે ॥ શિદ્ધવધુ સંયોગ॥ ૬ ॥ શ્રીમતિને એ વલી ॥ મંત્ર ફલ્યો તતકાળ ॥ ફણીધર ફીટીને ॥ પ્રગટ થઈ ફુલમાળ ॥ શિવકુમરે યોગી ॥ સોવન પુરસો કીધ ॥ ઇમ ઈણે મંત્રે ॥ કાજ ઘરનાં સીદ્ધ ॥ ૭ ॥ એ દશ અધિકારે ॥ વિરજીણેસર ભાખ્યો ॥ આરાધન કેરો ॥ વિધી જેણે ચિત્ત માં રાખ્યો ॥ તિણે પાપ પખાલી ॥ ભવ ભય દુર નાંખ્યો ॥ જીન વિનય કરતાં ॥ સુમતી અમ્રત રસ ચાખ્યો ૮ ॥ ॥ ઢાળ ॥ ૮ મી નમો ભવી ભાવશું એ ॥ એ દેશી ॥ ॥ સિદ્ધારથરાય કુલ તિલોએ ॥ ત્રિસલા મા ત મલ્હારતો ॥ અવની તલે તુમ્હે અવતરયાએ ॥ કરવા અમ્હ ઉપગાર ॥ ૧ ॥ જયોજીન વીરજીએ ॥ મેં અપ રાધ કરયા ઘણાએ ॥ કહેતાં નવ લહુ પારતો ॥ તુમ્હ ચ રણે આવ્યા ભણીએ ॥ જો તારે તો તારય ॥ ૨ ॥ જ૦ ॥ આશ કરીને આવીયોએ ॥ તુમ્હ ચરણે મહારાજતો ॥ આવ્યાને ઉવેખશ્યોએ ॥ તો કિમ રહેશ્યે લાજ ॥ ૩ ॥ જ૦ ॥ કરમ અલુજણ આકરાંએ ॥ જનમ મરણ જં

ભાલતા ॥ હું છું એહથી ઉભગોએ ॥ છોડવી દેવ દયા લ ॥ ૪ ॥ જ૦ ॥ આજ મનોરથ મુજ ફલ્યાંએ ॥ નાઠા દુઃખ દંદોલતો॥ તુઠો જીન ચોવિસમોએ પ્રગટ્યાં ॥ પુન્ય કલોલ ॥ ૫ જ૦ ॥ ભવ ભવ વિનય તુમારડોએ ॥ ભાવ ભગતી તુહ્મ પાયતો ॥ દેવ દયા કરી દીજીએએ ॥ બોધ બીજ સુપસાય ॥ ૬ ॥ જ૦ ॥ ॥ કળશઃ ॥ ઈય તરણુ તારણુ સુગતી કારણુ દુઃખ નીવારણુ જગજયો ॥ શ્રી વીરજીનવર ચરણુ થુણતાં અધિક મન ઉલટ થયો ॥ શ્રી વિજય દેવસુરીંદ પટોધર તીરથ જંગમ ઈણે જગે ॥ શ્રી તપગછપતિ શ્રી વિજયપ્રભસુરી સુરી તેજે ઝગમગે ॥ શ્રી હીરવીજયસુરી શીષ વાચક ॥ કિરત્તીવીજય સુર ગુરૂ સમા॥ તસ શીશ વાચક વિનયવિજયે થુણ્યો જીન ચોવીસમા ॥ સઈ સત્તર સંવત ઓગણત્રીસે રહી રાનેર ચોમાસએ ॥ વિજય દશમી વિજયકારણ કિઓ ગુણ અભ્યાસએ ॥ નરભવ આરાધન સિદ્ધ સાધન ॥ સુકૃત લીલ વિલાસએ॥ નિર્જરા હેતે તવન રચીઓ નામે પુન્યપ્રકાશએ ॥ ૫ ॥ ॥ ઈતિ શ્રી વિરજીન આરાધના પુન્ય પ્રકાશ સ્તવન સંપુર્ણ ॥



## અથ શ્રી ઋષભદેવ સ્વામીનું સ્તવન

॥ રાગ મારૂ ॥ કરમ પરીક્ષા કરણ કુમર ચલ્યો ॥ એ દેશી ઋષભ જિનેશ્વર પ્રીતમ માહરોરે ॥ ઓર ન ચાહુંરે કંત ॥

રીઝો સાહિબ સંગ ન પરિહરેરે ॥ ભાગે સાદિ અનંત ॥ ૧ રૂ૦ ॥ પ્રીત સગાઈરે નિરૂપાધીક કહીરે ॥ સોપાધિક ધન ખોય ॥ ૨ રૂ૦ ॥ કોઈ કંત કારણ કાષ્ટ ભક્ષણ કરેરે ॥ મિલશું કંતને ધાય ॥ એ મેલો નવિ કહીયે સંભવેરે ॥ મેલો ઠામ ન ઠાય ॥ ૩ રૂ૦ ॥ કોઈ પતિ રંજન અતી ઘણો ॥ તે પતી રંજન તન તાપ ॥ એ પતિ રંજન મેં નવિ ચિત ધરયુંરે ॥ રંજન ધાતુ મેલાપ ॥ ૪ રૂ૦ ॥ કોઈ કહે લીલારે લલખ અલખ તણીરે ॥ લખ પુરે મન આસ ॥ દોષ રહીતને લીલા નવિ ઘટેરે ॥ લીલા દોષ વિલાસ ॥ ૫ રૂ૦ ॥ ચિત્ત પ્રસન્નેરે પુજન ફળ કહ્યુંરે ॥ પુજ અખંડીત એહ ॥ કપટ રહિત થઈ આતમ અરપણારે ॥ આનંદઘન પદ ॥ ૬ રૂ૦ ॥

## અથ શ્રી અનંતનાથ જિન સ્તવન

॥ રાગ રામગીરી ॥ [illegible] ॥

ધાર તરવારની સોહલી [illegible] દોહલી [illegible] તણી ચરણ સેવા ॥ ધારપર નાચતાં દેખ [illegible] ॥ ધારપર રહે ન દેવા ॥ ૧ ધા૦ ॥ એક કહે સે[illegible] [illegible] [illegible] કરી ફળ અનેકાંત લોચન ન [illegible] ॥ ફળ અનેકાંત [illegible]રેયા કરી બાપડા રડવડે ચાર ગતિમાંહિ લેખે ॥ ૨ ધા૦ ॥ ગચ્છના ભેદ બહુ નયણ નિહાળતાં તત્વની વાત કરતાં ન

બાજે ॥ ઉદર ભરણાદિ નિજ કાજ કરતાં થકા ॥ મોહ
નડિયા કલીકાલ રાજે ॥ ૩ ધા૦ ॥ વચન નિરપેક્ષ વ્યવહાર
જુઠો કહ્યો વચન સાપેક્ષ વ્યવહાર સાચો ॥ વચન નિર
પેક્ષ વ્યવહાર સંસાર ફળ સાંભળી આદરી કાંઈ રાચો ॥
૪ ધા૦ ॥ દેવ ગુરૂ ધર્મની શુદ્ધિ કહો કિમ રહે કિમ રહે
શુદ્ધ શ્રદ્ધાન આણો ॥ શુદ્ધ શ્રદ્ધાન વિણ સરવ કિરિયા
કહી છારપર લીંપણો સરસ જાણો ॥ ૫ ધા૦ ॥ પાપ ન
હીં કોઈ ઉત્સુત્ર ભાષણ જીસો ધરમ નહી કોઈ જગસુ
ત્ર સરીખો ॥ સુત્ર અનુસાર જે ભવીક કીરીયા કરે તેહ
નો સુદ્ધ ચારીત્ર પરખો ॥ ૬ ધા૦ ॥ એહ ઉપદેશનું સા
ર સંક્ષેપથી જે નરા ચિત્તમાં નિત ધ્યાવે ॥ તે નરા દિવ્ય
બહુકાળ સુખ અનુભવી નિયત આનંદઘન રાજ પાવે॥ ૭ધા૦

## ॥ અથ શ્રીનેમનાથ જિન સ્તવન ॥

॥ રાગ મારૂણી ॥ ધાણરા ઢોલા એ દેશી ॥

અષ્ટ ભવતર વાલહીરે ॥ તું મુઝ આતમરામ ॥ મનરા
વાલા ॥ મુગતિ નારી શું આપણેરે ॥ સગપણ કોઈ ન
કામ ॥ મ૦ ૧ ॥ ઘરિ આવો હો વાલિમ ઘરિ આવો ॥
મારી આસાના વિસરામ ॥ મ૦ ॥ રથ ફેરો હો સાજન
રથ ફેરો ॥ સાજન માહરા મનોરથ સાથ ॥ મ૦ આંક
ણી ॥ નારી પખો સ્યો નેહલોરે વાલા ॥ સાચ કહે જગ
નાથ ॥ મ૦ ॥ ઈશ્વર અરધંગે ધરીરે વાલા ॥ તું મુજ

ગ્રામે ન હાથ ॥ મ૦ ૨ ॥ પશુ જનને કરૂણા કરીરે વાલા ॥ આણી રદય વીચાર ॥ મ૦ ॥ માણસની કરૂણા નહી રે વાલા ॥ એ કુણ ઘર આચાર ॥ મ૦ ૩ ॥ પ્રેમ કલપ તરૂ છેદીયોરે વાલા ॥ ધરીયો યોગ ધતુર ॥ મ૦ ॥ ચતુરાઈરો કુણ કહોરે વાલા ॥ ગુરૂ મિલીયો જગસુર ॥ મ૦ ૪ ॥ માહરૂ તો એમાં કયું નહીરે વાલા ॥ આપ વિચારે રાજ ॥ મ૦ ॥ રાજ સભામાં બેસતાંરે વાલા ॥ કીસડી બધસી લાજ ॥ મ૦ ૫ ॥ પ્રેમ કરે જગ જન સહુરે વાલા ॥ નિર વાહે તે ઓર ॥ મ૦ ॥ પ્રાત કરીને છાંડી દેરે વાલા ॥ તેહ શું ચાલે ન જોર ॥ મ૦ ૬ ॥ જો મનમાં એહવુ હતુંરે વાલા ॥ નિસંપતિ કરત ન જાણ ॥ મ૦ ॥ નિસપત કરીને છાંડતાંરે વાલા ॥ માણસ હુવે નુકશાણ ॥ મ૦ ૭ ॥ દેતાં દાન સંવત્સરીરે વાલા ॥ સહુ લહે વંછીત પોષ ॥ મ૦ ॥ શેવક વંછીત નવિ લહેરે વાલા ॥ તે સેવકનો દોષ ॥ મ૦ ૮ ॥ સખી કહે એ સાંભળોરે વાલા ॥ હું કહું લક્ષણ સ્વેત ॥ મ૦ ॥ ઈણ લક્ષણ સાચાં સખીરે વાલા ॥ આપ વિચારે હેત ॥ મ૦ ૯ ॥ રાગીશું રાગી સહુરે વાલા ॥ વઈરાગી સ્યો રાગ ॥ મ૦ ॥ રાગ વીના કિમ દાખવોરે વાલા ॥ મુગતિ સુંદરી માગ ॥ મ૦ ૧૦ ॥ એક ગુહ્ય ઘટતુ નહીરે વાલા ॥ સઘલોઈ જાણો લોગ ॥ મ૦ ॥ અનેકાંતિક ભોગવોરે વાલા ॥ બ્રહ્મચારી મત લોગ ॥ મ૦ ૧૧ ॥ જિણ જોગે તુઝને જોઉંરે વાલા ॥ તોણ જોગે જોવો રાજ ॥ મ૦ ॥ એક વાર મુઝને જુવોરે વાલા ॥ તો સીઝે મુજ કાજ ॥ મ૦ ૧૨ ॥ મોહદસા ધરિ ભાવતાંરે વાલા ॥ ચિત લહે તતવ વિચાર ॥

મ૦ ॥ વીતરાગતા આદરીરે વાલા ॥ પ્રાણનાથ નિરધાર ॥ મ૦ ૧૩ ॥ સેવક પિણ તે આદરેરે વાલા ॥ તો રહે સેવક મામ ॥ મ૦ ॥ આસય સાથે ચાલીઍરે વાલા ॥ એહિજ રૂડું કામ ॥ મ૦ ૧૪ ॥ ત્રિવીધ યોગ ધરી આદરયોરે વાલા ॥ નેમનાથ ભરતાર ॥ મ૦ ॥ ધારણ પોશણ તારણોરે વાલા ॥ નવ રસ મુગતા હાર ॥ મ૦ ૧૫ ॥ કારણ રૂપી પ્રભુ ભજ્યોરે વાલા ॥ ગણ્યો ન કાજ અકાજ ॥ મ૦ ॥ કૃપા કરો પ્રભુ દીજીએરે વાલા ॥ આનંદઘન પદ રાજ ॥ મ૦ ૧૬ ॥

## ॥ અથ શ્રીમહાવીરજિન સ્તવન ॥

॥ પંથડો નિહાલું બીજા જીન તણોરે ॥

ચરમ જિનેસર વિગત સ્વરૂપનુંરે ॥ ભાવું કેમ સરૂપ ॥ સાકારી વિણ ધ્યાન ન સંભવેરે ॥ એ અવિકાર અરૂપ ॥ ચ૦ ૧ ॥ આપ સરૂપે આતમમાં રમેરે ॥ તેહના ધુર બે ભેદ ॥ અસંખ ઉક્કોસે સાકારી પદેરે ॥ નિરાકારી નિરભેદ ॥ ચ૦ ૨ ॥ સુખમ નામ કરમ નિરાકાર જેરે ॥ તેહ ભેદે નહી અંત ॥ નિરાકાર જે નિરગતિ કર્મથીરે ॥ તેહ અભેદ અનંત ॥ ચ૦ ૩ ॥ રૂપ નહિ કઈયે બંધન ઘટયુંરે ॥ બંધન મોક્ષ ન કોય ॥ બંધ મોક્ષવિણ સાહિ અનતનુંરે ॥ ભંગ સંગ કેમ હોય ॥ ચ૦ ૪ ॥ દ્રવ્ય વિના તેમ સત્તા નવી લહેરે ॥ સત્તા વિણસ્યો રૂપ ॥ રૂપ વિના કેમ સિદ્ધ અનંતનારે ॥ ભાવુ અકલ સરૂપ ॥ ચ૦ ૫ ॥ આતમતા પરિણતિ જે પરિણમ્યારે ॥ તે મુઝ ભેદાભેદ ॥ તદાકાર વિણ મારા રૂપનુંરે ॥ ધ્યાવુ વિધ પ્રતિષેધ ॥ ચ૦ ૬ ॥ અંતિમ ભવ ગહણે તુઝ ભાવનુંરે ॥ ભાવશું શુદ્ધ સરૂપ ॥ તઈયે આનંદઘન પદ પામસુંરે ॥ આતમ રૂપ અનુપ ॥ ચ૦ ૭ ॥

સમાપ્ત.